


# ફેશનમાં ફસેલી અબળા.


લેખક અને પ્રકાશક
પ્રો. આઇ. બી. મહેતા.
પામીસ્ટ એન્ડ ઍસ્ટ્રોલૉજીસ્ટ.
૨૬૧, વાડીફળીઆ, સ્ટોરશેરી
સુરત.



છાપનાર
ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક
શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસ, બુરાનપુરી ભાગળ, બાજીવાળી
પોળ અનાવિલ લોજની બાજુમાં,—સુરત.


કીમત ૦—૧—૦.

"વહેલો ને પ્હેલો"

# તમારી જીંદગી કેવી જશે?

કંઇ વસ્તુથી ફાયદો, સ્ત્રી સંતતી સુખ અકસ્માતો રોગો વગેરે સામાન્ય જીંદગીનો સાર જાણવા માટે માત્ર રૂ એ કલેરીકલ લેબર માટે મનીઓડરથી મોકલો. પરદેશ માટે ત્રણ શીલીંગ જન્મકુંડલી અને જન્મ ટાઇમ મોકલવો. આ લાભ અમૂક સંખ્યા માટેજ છે વિદ્વાનવર્ગમાંથી સેંકડો સર્ટીફીકેટો મળ્યા છે.

૨૬૧ વાડીફળીઆ
સ્ટોરશેરી
સુરત.

**પ્રો. આઈ. બી. મહેતા**
પામીસ્ટ એન્ડ ઓકલ્ટીસ્ટ.

# ફેશનમાં ફસેલી અબળા.

धर्मार्थ काम मोक्षाणामारोग्यं मूल मुत्तमम.

ચરક.

"નમે શાયરકે શાયરકા ભાઇ"
મેને મેરા દીલકુ બેલાઇ.

ડાહ્યાભાઇ નામના વણિક ગ્રહસ્થ ગોધરામાં રહેતા હતા. તેમની ધર્મપત્નીનું નામ નર્મદા હતું. તેમને સંતતીમાં ફક્ત એકનો એક છોકરો હતો એટલે તેને લાડમાં ઉછેર્યો હતો. છોકરાનું નામ સુરેશ હતું.

ડાહ્યાભાઇ કલેકટરની ઓફીસમાં કારકુન હતા. આજે મુંબઇથી ડાહ્યાભાઇને તાર મારફત સમાચાર મળ્યા કે સુરેશ મેટ્રીકમાં પાસ થયો છે. આજે તેમને ત્યાં આનંદ થઇ રહ્યો છે ખુશાલીમાં બાઇબંધ દોસ્તદારોને ચાહદેવીની પ્રસાદી આપવા નોતર્યા છે. છેવટે નક્કી થયું કે સુરેશને વધારે ભણાવવા સારૂ એના કાકાને ત્યાં અમદાવાદ મોકલવો.

કોલેજ ઉઘડતાં સુરેશ અમદાવાદ કોલેજમાં દાખલ થયો. સુરેશના કાકા કોર્ટમાં નાજર હતા એટલે રોજ સવારે ઓફીસના કામમાં રોકાયલા રહે, અને અગીઆર વાગે કોર્ટ જાય તે સાંજે પાછા આવે એટલે સુરેશના અભ્યાસ તરફ વિશેષ ધ્યાન આપતા નહિ.

સુરેશ ભણવામાં હોશિઆર હતો પણ તેનાપર દેખરેખની ખામીને લીધે તેણે શૃંગારરસના કાવ્યો વાંચવા માંડયા. વખત જતાં વાંકા પટીઆ પાડવા લાગ્યો. અને જેમ બને તેમ શરીરને ઉપલક ટાપટીપથી શણગારવા લાગ્યો.

એક વખત માણેકલાલને જાનીસાહેના ખેલના પાસ મફત મળ્યા એટલે સુરેશ અને માણેકલાલ નાટક જોવા સાથે ગયા, નાટકમાં ફરહાદ અને શીરીન વાર્તાની સુરેશ પર એવી સચોટ અસર થઇ કે હવે તેને પ્રેમ પાત્રની જરૂર જણાઇ.

કોલેજમાં મીસ કાકાવાલા તેના વર્ગમાં સાથે ભણતી હતી તેનું નામ શીરીનબાઇ હતું શીરીન શરીરે સ્યામ વર્ણની હતી. પણ તે હંમેશાં પોતાની સૌંદર્યતા વધારવાને ફેન્સી વાળ ઓળની. સુંદર પારેજી સાડી પહેરતી હાથે સોનાનું ઘડીઆળ બાંધતી મ્હોં પર પાવડર નાંખતી અને પગમાં ઉંચી એડીના બુટ પહેરતી. કહેવત છે કે "બાવળીઆને શણગારીએ તો તે પણ સારો દેખાય એટલે શીરીન પણ ફેન્સી પોશાકમાં આકર્ષક લાગતી.

શીરીનના બાપ લશ્કરી ખાતાના કેપ્ટન હતા. અત્યાર લગીમાં ઘણા વિદ્યાર્થીઓએ શીરીનનો પ્રેમ મેળવવાને ફાંફાં માર્યાં હતાં પણ હજુ સુધી કોઇ ફતેહમંદ નીવડયો નહોતો.

સુરેશ જ્યારથી નાટક જોયો ત્યારથી તેનું ચિત્ત શીરીન પર લાગ્યું. હંમેશાં કલાસમાં પણ તેના તરફ આંખો કર્યા કરે. તેની જોડે વાત કરવાનો પ્રસંગ શોધ્યા કરે શીરીન પણ એક ચાલાક છોકરી હતી એટલે તે સમજી ગઇ અને સુરેશને બનાવવાનો વિચાર કીધો.

### ૩

શીરીન સુરેશના સામુ જોઈ કૃત્રિમ હાસ્ય કરતી આથી તેની તો ચોક્કસ ખાત્રી થઈ કે શીરીન તેને ચહાય છે. તેણે એટલે લગીનો કંઈ કીલ્લા બાંધ્યા કે પરણવું તો શીરીનને જોડેજ પરણવું નહિતર બહેતર છે કે જીંદગીભર કુંવારા રહેવું.

આ પ્રમાણે ધીમે ધીમે સુરેશની માનસિક સ્થિતિમાં મોટા ફેરફાર થવા લાગ્યો હંમેશાં તે શીરીનનાજ વિચાર કર્યા કરે ઉંઘમાં પણ તેજ એટલે સ્વપ્ન દોષનો જીવલેણ વ્યાધી લાગુ પડયો. ઉંઘ પણ હવે ઓછી થવાથી તબીયત બગડવા લાગી. હંમેશાં શીરીનનાં વખાણના કાવ્ય બનાવે તે ગાય અને પ્રેમઘેલો થઈ ફરવા લાગ્યો તેના દોસ્તો તેને મશ્કરીમાં ફરહાદ કહી ચીડવવા લાગ્યા પણ તેમાં તેણે આનંદ માન્યો. હવે વિદ્યાભ્યાસમાં પણ દીલ લાગે નહિ ધીરે ધીરે કામજ્વર લાગુ પડયો. સુકાઈને શલ્ય થઇ ગયો, શીરીન તેનામાં એકાએક આવો ફેરફાર જોઇ મનમાં પસ્તાવા લાગી કે સુરેશની માંદગીનું મૂળ મેંજ ઊભું કર્યું છે માટે મારે કંઇ એવી યુક્તિ કરવી જોઇએ કે તેની તબિયત ઠેકાણે પડે.

શીરીને એક કાગળ તેના પર લખી તેને કાંકરીઆ પર સંધ્યા સમયે મળવાને સુચવ્યું.

સુરેશ કાગળ વાંચીને મનમાં હરખાયો અને પોતાની ઇચ્છા તૃપ્ત થવાનો ભાસ થવા લાગ્યો.

તે સારી રીતે બની ઠની આપેલા ટાઇમે શીરીનને મળ્યો.

શીરીને તેને પ્રશ્ન કર્યો કેમ મી. સુરેશ આજકાલ તમે બહુ ઉદાસ રહો છો તબીયત પણ નરમ ચાલે છે તેનું કારણ શું છે ?

સુરેશને શું જવાબ આપવો તે સમજ પડી નહિ તે શીરીનને જોઇને આલોચ બની ગયો. આખરે મહામહેનતે જ[illegible]યો.

જ્યારથી જનીઆહનો પ્રેમ જોયો છે ત્યારથી તબિયત લથડતી જાય છે.

શીરીન—તમે શું ફરહાદની માફક કોઇને ચ્હાઓ છો કે શું ?

સુરેશે શરમાતાં જવાબ આપ્યો ચ્હાઉં તો છું પણ તેની અને મારી વચમાં ફરહાદ અને શીરીન જેટલોજ ફેર છે. હું જેને ચાહું છું તે એક વિજાતિની મોટા ઓફીસરની છોકરી છે. જ્યારે હું સાધારણ સ્થિતિનો માણસ છું.

શીરીન—જ્યારે તમે તમારા પ્રેમપાત્રથી દરેક રીતે ઉતરતા દરજ્જાના છો તો પછી જે વસ્તુને માંટે તમે લાયક નથી તે મેળવવાને પ્રયત્ન કરવો એ ગંભીર ભૂલ છે. First deserve then desire પહેલાં લાયકાત પ્રાપ્ત કરો અને પછી ઇચ્છા કરો ?

સુરેશ—તમે ભૂલો છો, ખરો પ્રેમ નથી જોતો જાત ભાત પૈસો ટકો રૂપરંગ વગેરે હું તો ફક્ત પ્રેમનો ભોગી છું એટલે હું પ્રેમને ખાતર મારી જીંદગીનું બળીદાન આપી વખત આવતાં મારી લાયકાત સાબીત કરી આપીશ.

શીરીન—તમે કોને ચ્હાઓ છો ?

સુરેશ—તે એક પારસી બાનુ છે.

શીરીન—તમે હિંદુ થઇ પારસી જોડે કેમ લગ્ન કરી શકશો. તમારી જાતવાળા તમને ન્યાત બહાર મૂકશે.

સુરેશ—તેની મને પરવા નથી.

શીરીને ટુંકથી પતાવવા સુરેશને શેકહેન્ડ કરીને કહ્યું ખાસ શીખવાથી તમે તમારા પ્રેમપાત્ર મેળવી શકશો નહિ પણ ભણીને ખુબ સારી લાયકાત મેળવશે તો ખુદાની મરજી હોય તો તમારી ઇચ્છા પાર પડશે એટલા શબ્દ બોલતાં તેનો હાથ જરા જોરથી દાબી

શેકહેન્ડ કરી એક તીરછી નજર નાંખી ત્યાંથી તે પસાર થઇ ગઇ.

સુરેશ સ્વપ્નામાંથી જાગૃત થતો હોય એમ તેને કેટલીક પછી ભાસ થયો કેટલીક વાર મૂંઢ જેવો ત્યાં ઉભો રહ્યો. કલ્પના સૃષ્ટીમાં કંઇ કંઇ તરંગો આવા લાગ્યા. હવે તેનામાં શીરીનના જાદુઇ હાથના સ્પર્શથી જાણે નવી વિદ્યુત શરીરમાં આવી હોય તેમ ભાસ થવા માંડયો તેના આશાજનક શબ્દોથી તેનાપર આનંદના કીરણો છવાવા લાગ્યાં અને વિદ્યાભ્યાસમાં તનતોડ મહેનત કરવા માંડી મનુષ્ય આશાપર જીવે છે. એટલે તેની તબીયત પણ સુધરવા લાગી **देह पात्यामी अर्थ साध्यामी** એ સિદ્ધાંતને આધારે કેડ કસીને વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. આ દરમ્યાનમાં ડાહ્યાભાઇની બદલી મુંબઇ થવાથી સુરેશને પણ બાગતે હદ્દે મુંબઇ જવાની ફરજ પડી. આ વખતે શીરીન માંદી હતી એટલે તે તેને ઘેર મળવા ગયો. અને પોતે કાયમને માટે મુંબઇ જાય છે એમ જણાવ્યું. શીરીને સ્વભાવિક કાગળ લખવાને સુચવ્યું.

તેણે મુંબઇ આવ્યા પછી શીરીનપર એક કાગળમાં પોતે બી. એ. માં પાસ થયો છે એમ જણાવ્યું અને હવે પોતે શો નો અભ્યાસ કરે છે તે સુચવ્યું કે જેથી જલદી હું તને મેળવવાને શક્તિમાન થાઉં વિશેષમાં તેને આપેલું વચન પાળવાને વિનંતી કરી હતી.

આ વખતે શીરીન બહુ બીમાર હતી એટલે તેના બાવા જમશેદજીના હાથમાં કાગળ ગયો તે વાંચીને વિચારમાં પડયા અને છોકરીને સારી થતાં જલદીથી પરણાવી દેવાનો વિચાર કર્યો શીરીન એકએક મહિનામાં તદ્દન સારી થઇ ગઇ.

હવે એટલે તેના લગ્ન પેસ્તનજી ઉદવાડીઆ જગતના ઇજારદાર જોડે કરવા નક્કી કર્યું શીરીને પહેલાં તો તેની જોડે સંબંધ જોડવા નાખુશી

જણાવી પણ તેની મોટી એસ્ટેટ અને લક્ષ્મીને જોઈ સમંતી આપી આખરે પેસ્તનજી જોડે લગ્નથી જોડાઇ

પેસ્તનજી શેઠ જુના વિચારના હતા અને થીઓસોફીકલ સોસાયટીના સભ્ય હતા એટલે શીરીન પટીઆ પાડે ફરવા જાય કલબમાં જાય તે તેને પસંદ પડતું નહિ પણ શીરીન પોતાના બચાવમાં એટલુંજ જણાવતી કે પરમેશ્વરે શરીર આપ્યું તો તેની સંભાળ રાખવી તે તેની ફરજ છે. ફરવા જવાથી તબિયત સારી રહે છે કલબમાં બે ઘડી આનંદથી મન પ્રફુલીત થાય એમ તેને ઉંધું ચતું સમજાવતી પેસ્તનજી તેની વર્તણુકથી નારાજ રહેતા તેમ શીરીન પણ તેનાથી નારાજ રહેતી કારણ કે બંનેના માર્ગ જુદા હતા એકને ફેશન પ્રસન્ન હતી જ્યારે બીજાને સાદાઇમાં ખાનદાની માલમ પડતી હતી. અધુરામાં પુરૂં ભોગ જોગે મહાત્મા ગાંધીજીના ખાદી યુગની શરૂઆત થઇ એટલે પેસ્તનજીએ તેને ખાદી વાપરવાની ભલામણ કરી પણ શીરીને ચોકખું પકડાવ્યું એવા જાડા દુબળા જેવા કપડાં મારાથી નહિ વપરાય મારા બાપદાદાની આબરૂ જાય. તમારે પહેરવા હોય તો પહેરો પેસ્તનજી શેઠે તો ખાદીની ઇજાર સદરા કોટ વગેરે વાપરવા માંડયા એટલે શીરીનને તેના તરફ અણગમો થવા લાગ્યો. આ પ્રમાણે ધીમે ધીમે ઉભયના સંસારમાં કડવાસના બી ધીરે ધીરે ફાલવા લાગ્યાં અને સંસાર દુઃખી થવા લાગ્યો. એક વખત પેસ્તનજી શેઠની તબિયત જરા નરમ હતી અને તે રાત્રે ગૌહર જાનનો જલસો હતો; એટલે રાત્રે શીરીને પેસ્તનજી શેઠને જલસામાં તેડી જવાને વિનંતી કરી. પેસ્તનજી શેઠે ગૃહસ્થી સ્ત્રીને વેશ્યાના જલસામાં જવાનું વ્યાજબી ધાર્યું નહિ અને તેને ના કહી શીરીને મમત કીધો કારણ કે તેને ડેન્સ પસંદ હતો એટલે આખરે પતિના માથા ઉપરાંત થઇ જવાને અપટુ-

ઉટ અની વાળ ઓળી યુરોપીઅન ડ્રેસમાં સજ્જ થઈ ચાલી નીકળી અને પેસ્તનજી શેઠ ના કહેતા રહ્યા.

શીરીનની બેઠકની સીટ રીઝર્વડ હતી અને તે ખાલી પડી હતી આસરે અગીઆરને સુમારે તેમાં એક ગૃહસ્થે આવી પોતાની જગ્યા લીધી. આ વખતે શીરીન નાચ જોવામાં એવી મશગુલ થઈ હતી કે તેની પાસેની સીટમાં કોણ બેઠું છે તેની ખબર પડી નહિ. પણ તે આવનાર ગૃહસ્થને આમતેમ નજર ફેરવતાં શીરીન દૃષ્ટીએ પડતાં આશ્ચર્યથી પૂછ્યું શીરીન બાઈ તમે અહીંઆ ક્યાંથી? મઝામાં તો છોને! કોની સાથે આવ્યાં છો! એમ એક પછી એક પ્રશ્ન પૂછવા માંડયા.

શીરીન—હું પણ તમને જોઈને અજાયબ થાઉં છું અને તમારો એકાએક મેળાપ થવાથી હું રાજી થઈ છું એમ જણાવ્યું.

સુરેશ—તમને ખબર છે હું આ વર્ષે એલ. એલ. બી. માં પાસ થયો છું.

શીરીન—I Congratulate for your success in the Examination.

હું તમને પાસ થવા માટે અભિવંદન આપું છું.

વાતમાં સુરેશને માલમ પડયું કે તે અત્રે એકલીજ આવી હતી એટલે તે દીવસે કાંકરીઆ પર આપેલું વચન યાદ કરાવ્યું.

શીરીન—હજુ તમે તે ભુલી ગયાં નથી એ તો તમારી તબીયત મને ભયમાં લાગી તેથી તમને બચાવવાને મેં એ યુક્તિ કરી હતી. મારા લગ્ન તો તમારા ગયા પછી ટુંક મુદતમાં થઈ ગયાં કારણ કે તમારો કાગળ મારા બાવાના હાથમાં આવેલો એટલે તેવણ ચીઢાઈ ગયેલા. શીરીન હજી તો આગળ બોલવા જાય છે એટલામાં સુરેશને

ચક્કર આવતાં બેભાન થઇ જમીન પર પટકાઇ ગયો, અને રંગમાં ભંગ પડયો. બેચાર સદ્‌ગૃહસ્થો તેને સોફામાં સુવાડી બહાર બાગમાં લાવ્યા. ઘણા ઉપચારો કર્યા પછી થોડીવારે ભાન આવ્યું. તેણે હાજર રહેલા ગૃહસ્થોનો આભાર માન્યો અને તેમની પોતાની જગાએ જવાને વિનંતી કરી. હવે ફક્ત શિરીનજ ત્યાં રહી. શિરીન પણ સુરેશ પરા જીગરથી ચહાય છે તે જાણીને ઘણું લાગી આવ્યું કારણ કે પોતાનો પતિ જુના વિચારનો હતો અને તેની જોડે હંમેશાં ચકમક ઝર્યા કરતી સુરેશે શીરીનને પણ ત્યાંથી જવાને કહ્યું. હું આ ભવમાં તમને મેળવવાને ભાગ્યશાળી ન નીવડયો પણ જરૂર બીજા ભવમાં તો મેળવીશ. હવે મારૂં જીવન નિરસ છે. હવે મારે કોને માટે જીવવું છે એમ કહેતાં આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી.

અબળાનું કુમળું હૃદય પીગળ્યું ને કુદરતી તેના મ્હોંમાંથી નીચેના શબ્દો નીકળી પડયા.

"નહિ વહાલા તમે ગભરાવ નહિ હું કંઇ પણ યુક્તિ કરી મારા ધણી કનેથી છુટી થઇશ. પછી હું તમારી જોડે (Civil Marriage) સીવીલ મેરેજથી બંધાવા વચન આપું છું તમે સાહસ ન કરો. એમ છેલ્લા શબ્દો બોલતાં શીરીને પોતાનો જમણો હાથ સુરેશના હાથમાં આપ્યો. જે સુરેશે કેટલીક મીનીટ સુધી પ્રેમથી પકડી રાખ્યો. હવે ડેન્સ એક બાજુએ રહ્યો અને પ્રેમી યુગલ ચંદ્રની શાંત રશ્મિમાં વાર્તાલાપમાં મશગુલ થઇ ગયો. આખરે ડેન્સ પૂરો થતાં એક ભાડાની વિક્ટોરીઆ કરી તેમણે મહાલક્ષ્મીનો રસ્તો લીધો. આ વખતે હજી શીરીનના મનમાં વિચારોના તોફાન ચાલી રહ્યાં હતાં કારણ કે તેણે સુરેશને બચાવવા

ખાતર સંમયસુચકતા વાપરી હતી પણ તે હજી તેની જોડે લગ્નથી જોડાવાને નિશ્ચય પર આવી નહોતી.

ગાડી સાત રસ્તા પર આવી એટલામાં એક અકસ્માત બન્યો, બે આદમી લડતા લડતા વિકટોરીઆ તરફ આવતા હતા તેમાંના એકે પડી જવાનો ઢોંગ કીધો એટલે ગાડી ઉભી રાખવાની ફરજ પડી. ગાડી ઉભી રહેતાની સાથમાં એક મવાલીએ જોરથી એક તમાચો સુરેશને જડી દીધો. સુરેશ તમર ખાઇ જમીન પર પડયો એટલે બે મવાલીઓ શીરીનને મોટરમાં નાંખી વીજળી વેગે પસાર થઇ ગયા.

સુરેશને ભાન આવતાં પોલીસને ફરીઆદ નોંધાવી અને પોતેજ એક ઘડી પર શીરીન જોડે પરણી સુખી જીંદગી ગાળવાના હવાઇ કીલ્લા બાંધ્યા હતા તે ધૂળમાં મળી ગયેલાં જોઇ પસ્તાવા લાગ્યો અને વીલે મોઢે ઘરનો રસ્તો લીધો.

શીરીનને તે મવાલીઓ મોટરમાં ઘાલીને વરલી લાવ્યા ત્યાં તેને એક પુરાતન ઘરમાં લઇ જઇ તેના મ્હોં પરનો રૂમાલ છોડયો, અને એક ભાંગેલા સ્ટુલપર બેસવાને ઇશારત કરી. શીરીનને ઓરડામાં નિરીક્ષણ કરતાં બનાવટી દાઢી, મુછો અને તલવાર રીવોલ્વર બંદુકો વગેરે ટાંગેલાં ચારે દીવાલોપર દ્રષ્ટીએ પડયાં. આ જોઇને પોતે અહિંઆંથી જીવતાં જવાની આશા છોડી દીધી.

તે બે મવાલીઓના એક મવાલીએ તેને આભુષણો ઉતારવાને આજ્ઞા કરી ત્યારે બીજો એનો નકલી પોશાક સુંદર પરીઆં અને બહારનો ડોળડમાટ જોઇને તેનાપર કામાંધ થઇ બોલી ઉઠયો ખબરદાર એનીપર તારો હક નથી અલ્લામીઆએ એતો મારે માટે પેદા કરી છે તેની કયા કપડા પહેરનેકી છટા કયા તેની આંખોકા તેજ

અને વાંકડીઆં વીંટીઆં અરે ઉસકા ઈમાનસેં મેરા જીગર કાટ ડાલા હૈ. મેં તો જરૂર ઇસ્કુ મેરી બીબી બનાઉંગા આ પ્રમાણે બે જણામાં ઝઘડો પડવાથી આ ગુંચવાડાનો ફડચો લાવવા દ્વંદ્વ યુદ્ધ કરી જે જીતે તે સ્ત્રીનો માલીક થાય એમ ઠેરવ્યું.

બંને મવાલીઓએ જાનપર આવી યુદ્ધ શરૂ કર્યું એટલે શીરીને સમયસુચકતા વાપરી પાછલે હાથે ખીંટીપરથી રીવોલવર લઇ પીઠ પાછળ સંતાડી રાખી. એક મવાલીને ભોંયપર ચત્તોપાટ નાંખ્યો બીજો તેની છાતીપર ચઢી બેઠો અને તેનો ટોટો પીસવા લાગ્યો.

શીરીને આ લાગ જોઇ રીવોલ્વરનો બહાર કર્યો તે બરાબર છાતી ઉપર ચઢી બેઠેલા મવાલીની છાતી ફાડી ગોળી બીજા મવાલીના ખભા આગળથી પસાર થઇ ગઇ. આ પ્રમાણે બંને મવાલીઓ પોતાના પાપનો ન્યાય કરાવવા ખુદાના દરબારમાં હાજર થઇ ગયા.

શીરીન ત્યાંથી સપાટાબંધ ચાલી નીકળી પણ રસ્તો અજાણ્યો હોવાથી ઘણી અથડામણ પડી રસ્તામાં પોતાના પતિની મરજી વિરૂદ્ધ ડેન્સમાં આવવાનો આ નતીજો મળ્યો એમ તેને ખ્યાલ આવવા લાગ્યો ખાસ કરીને આ ફેન્સી કપડાંની મ્હોંકાણને લઇને મવાલીઓનો ભોગ થઇ પડી. એમ તેને સ્પષ્ટ ભાસવા લાગ્યું. પતિની આજ્ઞા માની ખાદીનાં અથવા સાદાં કપડાં ધારણ કર્યાં હતે તો આવો વખત આવતે નહિ કોઇને તેના તરફ આકર્ષવાનું કારણ પણ મળતે નહિ અને નાહક બે ખુન પણ થતે નહિ એમ પણ તે માનવા લાગી. આ બે ખુનનું મુળ પણ આ નકલી પોશાક છે તેમજ સુરેશનો કોલેજમાં મોહ ઉપજાવનાર પણ વરણાગીઆ કપડાંજ છે. હવે તેને સાદા અથવા ખાદીના પોશાકમાં શું રહસ્ય રહ્યું છે તે સમજાવા લાગ્યું. સ્ત્રીનો સાચો ધર્મ

 

સાચવવાને માટે તે એક મહાન શસ્ત્ર છે એમ તેને ચોક્કસ ભાસવા લાગ્યું.

અહીં પેસતનજીને ચોંકાવનારી ખબર સુરેશે આપી એટલે તેણે પણ પોલીસોને ખરચી પાણી કરાવી પોતાની પ્રિયાનો જલદી પત્તો મેળવવાને ધમ પછાડા કર્યા.

આખરે શીરીન અથડાતી કુટાતી બીજે દીવસે સવારે ઘર ભેગી થઇ, પેસતનજીને જોઇને રડી પડી અને પોતે તેની મરજી વિરૂદ્ધ જવાથી કેટલી હેરાન થઇ તે વાત કહી પસ્તાવો કરવા લાગી. ખાસ કરીને નકલી પોસાકને પાશ્ચિમાત્ય કેળવણીને લઇને હદથી જાદે સ્વતંત્રતા અને ઉપરની ટાપટીપ એ તેની આપત્તીનું મુળ કારણ હતું એમ કહેતાં ગળગળી થઇ ગઇ.

હવે પેસતનજી શેઠનું ચઢી વાગ્યું હું તને નહી કહેતો કે તું ખાદી પહેર અને વેસ્યા જેવા તારા નખરા છોડ, પણ તું તારૂંજ કુટતી હતી અધુરામાં પૂરી અંગ્રેજી ભણી એટલે તો વઢકણી વહુએ દીકરો જણ્યા જેવું થયું. તમે જેટલા વર્ષો અંગ્રેજી ભણવામાં ગાળ્યા તેની જોડે ચોથે ભાગે આધ્યાત્મિક પુસ્તકનું મનન કરવામાં ગાળ્યા હતે તો તમારી વિદ્યા દીપી નીકળતે. તમે સમાજને તેમજ દેશને સારો દાખલો બેસાડતે અને તમારી કુખે હીરા પાકતે અને તે પણ જન્મ ભુમીની સેવા કરતે. જે દેશે તમારા વડવાઓને ખરી આણીને વખત આશ્રય આપ્યો તે દેશના કારીગરોના હાથના બનેલા માલ મૂકી પરદેશી માલને તમે ઉત્તેજન આપો છો તેમાં કેટલું જોખમ રહ્યું છે તે હવે તમને સમજ પડી: તમે લોકો જેટલા દેશમાં આગળ વધ્યા છો અને આચાર વિચારને જેટલા

તીલાંજલી આપી છે તેટલા હેરાન થાવ છો અને એથી વધારે હેરાન થશો. શીરીનને પેસ્તનજી શેઠનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં લાગ્યું એટલે નીચું મોઢું ઘાલી તેણે સાંભળ્યા કર્યું.

હવે સુરેશ મોડી રાત્રે ઘેર ગયો પણ તેને જે એક પળમાં ઇંદ્રની અપ્સરા મળવાની હતી તે પોતાની નજર આગળ જોતજોતામાં મવાલીઓ ઉપાડી ગયા તે જાણીને ખેદ થવા લાગ્યો. પોતાના શરીરને ધીક્કારવા લાગ્યો. કે મેં અડધી જીંદગી ભણવામાં કાઢી પણ શારીરીક કેળવણી તરફ તદન ધ્યાન આપ્યું નહિ. વકીલ થતાં થતાં ડાચા બેસી ગયાં આંખમાં કુવા પડયા તેનું કારણ કોલેજમાં સ્વચ્છંદી વર્તન, હોટલોનો ખોરાક, ચાહદેવીનું સેવન અને રાત દહાડો શીરીનના વિચાર એટલે સ્વપ્નદોષ જેવો જીવલેણ વ્યાધી લાગુ પડયો.

ફક્ત એક માનસીક કેળવણી લેતાં હું કેટલો નિર્માલ્ય બની ગયો તેનું ભાન આવ્યું હું જાતનું પણ રક્ષણ કરી શકયો નહિ અને સ્ત્રીનું રક્ષણ કરવાને અસમર્થ નીવડયો તો કાલ ઉઠીને હું પરણીને મારી પત્નીનું રક્ષણ પણ કેમ કરીશ.

**હવે તેને પોતાની ભુલ માલમ પડવા માંડી કે મનુષ્યને જેટલી માનસીક કેળવણીની જરૂર છે તેટલીજ આધ્યાત્મિક અને શારીરીક કેળવણીની જરૂર છે. નાણે તે વહીથી [illegible] જેવી પુરૂષને થીમ થીમ નિર્માલ્ય બનાવનારી ભીષણ**

**ઝેરને હવે પછી કાયમને માટે તીલાંજલી આપી હવેથી શારીરીક કેળવણી પર બીજે દીવસથી પુરતું ધ્યાન આપવાનું નક્કી કર્યું; કારણ હાથમાં આવેલો દાવ પોતાની નિર્માલ્યતાને લઇને ગુમાવ્યો હતો.**

સવાર પડતા સુરેશ પેસ્તનજીને મળવા ગયો તો તેને શીરીન આવ્યાના સમાચાર મળ્યા. તે શીરીનને મળ્યો પણ તેને ગુસ્સામાં દીઠી તેણે મન મૂકીને વાતચીત કરી નહિ, છેવટે એટલુંજ કહ્યું કે તમે શબ્દ જોડેજ મારામારી કરી જાણો નજર આગળ તમારી કનેથી મને મવાલીઓ છીનવીને પસાર થઇ ગયા પણ તમે મારૂં રક્ષણ કરી શકયા નહિ એ કેવળ શરમાવનારૂં નથી ! હાય ભારત તારી શી સ્થિતિ. જે ભુમીએ બાણાવળી અર્જુન, ભીમ ભિષ્મ પિતામહ વગેરે મહારથીઓને જન્મ આપ્યો હતો તેનીજ કુખમાંથી આવી નમાલી પ્રજા પેદા થાય છે. તેનું કારણ શું? **બાળલગ્ન, બ્રહ્મચર્યનું ખંડન, તામસી ખોરાક, ચાહ, ફેન્સી પોસાક, શૃંગારરસના, નાટક ને સીનેમા, હલકા પ્રકારના બિભત્સ નોવેલો-એ દેશનું સત્યાનાશ વાળ્યું છે એજ દેશની પડતીનું કારણ છે. જ્યાં સુધી ચકલે ચકલે અને શેરીએ શેરીએ અખાડાઓ સ્થાપન નહિ થાય, બાળલગ્નપર અંકુશ નહિ મૂકાય, ચાહદેવી અને**

**નકલી વિદેશી ફેશન, ને ખોટી માન્યતા કે મોટા લોકો જે નાજુક ગણાવામાં પણ એક મોટું માન ગણે છે, તેને કાયમની તીલાંજલી ન અપાય સંતતી ગર્ભ ધારણ પર જ્યાં સુધી અંકુશ મૂકવામાં ન આવે, બ્રહ્મચર્યનું રક્ષણ ન થાય તેમજ જ્યાં સુધી તમારા જેવી વિર્યહિન પ્રજા હસ્તીમાં છે ત્યાં સુધી ભારત તારા કર્મે ગુલામીની બેડી સરજેલી છે.**

સુરેશ કંઇ પણ બોલ્યા વગર ચાલી ગયો. આઠેક દીવસ બાદ તે તેને ચોપાટીપર મળ્યો અને તેને આપેલું વચન યાદ કરાવ્યું એટલે શીરીન છેડાઇ ગઇ ને બોલી હટી તમારા જેવા વેદીઆઢોર જોડે પરણીને મારી જીંદગી કલંકીત કરૂં તેના કરતાં હું દેશ સેવામાં મારી જીંદગી ગાળી ખુદાને રાજી કરીશ. હવે મને મારી ભૂલ સમજ પડે છે કે સ્ત્રીને શિયળ જેવું અમૂલ્ય જવાહીર વારંવાર મળતું નથી એક વાર તે નષ્ટ થતાં તેની કીંમત કોડીની છે અને સાદો પોશાક સુદર્શણ ચક્ર જેવું શિયળનું રક્ષણ કરનાર છે.

મહેરબાની કરીને હવે મારી મૂલાકાત લેશો નહિ Good Bye કહી ત્યાંથી પસાર થઇ ગઇ છે.

સુરેશ પોતાની જાતને જીવ્યો ત્યાં લગી ધીક્કારવા લાગ્યો કે **કાયમના સ્વછંદી વતન ચલાવી મોજશોખ મારી**

પટીઆ પાડીને મોઝીલી જીંદગી પસાર નહિ કરતાં બ્રહ્મચર્યનું રક્ષણ કર્યું હત તો આવેલો કોળીઓ હાથમાંથી જતે નહિ હવે પેસ્તનજીની જીંદગી પણ સુખી થઇ શીરીન સુધરી ગઈ. એક વર્ષ બાદ એક ખુચાનો જન્મ આપ્યો. જ્યારે સુરેશ સહેજ દીવાના જેવો થઇ ગયો.

— સમાપ્ત —

---

ૐ

# તમારી મુજવણુનો ખુલાસો.

તમે જો કોઇ પણ રીતની ઉપાધી જેવી કે શારીરીક માનસીક સંસારીક વગેરેમાં સપડાયા હોય તો એક વખત અમને મળો કારણ કે જ્યોતીષ, Astrology મુખલક્ષણ Physiognomy હસ્તરેખા Palmistry મસ્તકપરિક્ષા Phrenology અક્ષર–પરિક્ષા Graphology છેલ્લામાં છેલ્લી શોધ મુજબ સાયન્સને આધારે તપાસી નિરાકરણ કરવામાં આવે છે. હસ્ત-રેખા પરથી વર્ષફળ ને જીંદગીનો ટુંક વૃત્તાંત બનાવવામાં આવે છે.

અમારા કામ માટે હિન્દુસ્થાન, એડવોકેટ ઓફ ઇન્ડીઆ, પ્રજામિત્ર અને પારસી, ઓબ્ઝે ક્રોનીકલના તંત્રીએ મુગ્ધ કંઠે પ્રસંશા કરી છે તેજ અમારા કામની સાબીતી માટે પુરતા છે.


૨૬૧ વાડીપૂળીઆ<br>સ્ટોરની શેરી<br>સુરત.

પત્ર વ્હેવાર કરવાનું ઠો૦<br>**પ્રો. આઇ. બી. મહેતા.**<br>પામીસ્ટ એન્ડ ઓકલ્ટીસ્ટ.